# પ્રેમની પુતળી

## નાટકનાં ગાયનો;

લેખક:

કવિ લવજી ડાહ્યાભાઈ ઠક્કર.

મુ. ધ્રાંગધ્રા.

શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર

રાવળ ત્રંબકલાલ દેવશંકર.

શ્રી વાંકાનેર આ. હિ. વ. ના. કં. ના માલેક.

સયાજી થીયેટર-નવસારી.

આવૃત્તિ ૩ જી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૪. સન ૧૯૧૭

શા. ખુ. અ. ના ધી "જૈન" એ. પ્રી. પ્રેસમાં

પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું.

છાપવાનું ઠેકાણું ખપાટીયા ચકલા સુરત.

કીંમત રૂ. ૦-૨-૦

# સૂચના.

---

મધુપુરના મહારાજા અચળસિંહના સરદાર, તથા યુવરાજ સામતસિંહના ખાસ વિશ્વાસુ મિત્ર કાળસિંહે કાવત્રાથી તારાગઢના સુબા સુમનસિંહને તેની ઓને ખૂની ઠરાવી મહારાજાના હુકમથી દેશનિકાલ કરાવ્યો છે અને તેની જાગીર યુવરાજની મહેરબાનીથી પોતે પચાવી પાડી છે. પાછળ રહેલી સુમનસિંહની તારાસુંદરી નામની ન્હાની પુત્રીને કાળસિંહે પોતાના કબજે લઇ ઉછેરી મોટી કરી છે. સુમનસિંહ દુઃખી હાલતમાં દક્ષિણના એક રાજ્યમાં લશ્કરની નોકરીમાં જોડાયેલ છે. સિંહગઢના જાગીરદારનો પુત્ર ચંદ્રસિંહ પોતાનો ભાણેજ હોઇ કાળસિંહે તેને પોતાને ત્યાં ભવિષ્યની આશાથી રાખેલ છે. હમેશના પરિચયથી તારા અને ચંદ્ર વચ્ચે પ્રેમનાં બીજ રોપાય છે. તે સમયે મધુપુરમાં પોતાના પાટવી કુમાર સામતસિંહને મહારાજા અચળસિંહે અનિવાર્ય પ્રેમને લઇને રાજ્યનો કુલ અખત્યાર સોંપેલો છે. દુષ્ટ કાળસિંહના દોર ઉપર દિવાનો થઇ નાચનાર રાજ્યલોભી સામતસિંહ મહારાજાના ખુનને માટે તક સાધી રહ્યો છે. રાજ્યમાં અંધાધુની જામી રહેલી છે. એવા અવ્યસ્થિત સમયનાં સંધાનથી આ નાટકનો પ્રથમારંભ થાય છે.

---

શ્રી ગણેશાય નમઃ

# પ્રેમની પુતળી

## નામક નાટકનો ટુંક સાર.



### અંક પહેલો.



અ. ૧ લો—સુમનસિંહને દેશનિકાલ કરાવી તારાગઢની જાગીર પચાવી પાડનાર કાવત્રાંબાજ ક્રૂર કાળસિંહ પોતાના એકાંત નિવાસમાં "દુનિયા ભલાની છેજ નહિ" એ સિદ્ધાંતનેજ વળગી રહે છે. ત્યાં તેની પવિત્ર સ્ત્રી વિમળા તેને અવળે રસ્તે ન જવા દાખલા દલીલોથી સમજુત આપે છે. તેનું નહીં માનતાં ઉલટો ગુસ્સે થઇ તેણીનું ખુન કરે છે. " દુષ્ટતાની હદ "

અ. ૨ જો—મધુપુરનો ધનદાસ નામનો સુધારામાં અધદગ્ધ થયેલો માણસ પોતાની મેટ્રીકમાં નાપાસ થયેલી, કુધારાને સુધારો ધારનારી વીણા અને સારંગી નામની છોકરીઓના યોગ્ય વર માટે પેપરમાં જાહેર ખબર આપે છે. " સ્વતંત્ર છોકરીઓનો સ્વભાવ અને અધુરી વિદ્યાનો પ્રભાવ. "

અ ૩ જો-તારાગઢમાં પોતાના બગીચામાં તારાનો વસંત સમયનો સખીઓ સાથે આનંદ, ચંદ્રનું મીલન, પ્રેમનાં પ્રકટ અંકુર. કાળસિંહનું અચાનક આવવું. તારા તથા ચંદ્રને પ્રેમમય જોઇ તેનો ગુસ્સો, ચંદ્રને દેશનિકાલ અને તારાને કેદ "સ્નેહમાંવિક્ષેપ."

અ. ૪ થો-રસ્તામાં વીણા સારંગીની ઇવનિંગ વોક Evoning walk પેપરમાં આપેલી લગ્ન સબંધી જાહેર ખબરથી બે યુવાન અંગ્રેજી ભણેલા ઉમેદવારો સાથેનો પ્રસંગ. પ્રવેશક પરિક્ષામાં નાપાસ અને નિરાશ વીણા સારંગીના નોકર કીકલાની ગમ્મત બાદ બે વૃદ્ધ શેઠીઆઓ પેપર વાંચી વિણાસારંગીના ઉમેદવાર થવાની આશામાં આનંદ માનતા જાય છે. "સુધારાનું અંધારૂં"

અ. ૫ મો-સત્તાહીન પણ મહારાજા કહેવાતો અચળસીંહ રાત્રીના સમયે નગર ચર્યા જોવા નિકળતાં ગામ બહાર જઇ ચડે છે. દુઃખી પ્રજા પ્રત્યેના શોકોદ્ગાર, પ્રેમમાં હતહૃદય થયેલા ચંદ્રનું નીકળવું, તેના વિચારો જાણવા, અચળનું ગુપ્ત રહેવું ચંદ્રને મળેલા અન્યાય માટે તેને ન્યાય આપવા વિચાર તેવામાં કુમાર સામંતના ખાનગી કહેણથી કાળસિંહે મહારાજાને મારી નાખવા મોકલેલ મારાઓનું નીકળવું. ચંદ્ર સાથે વડાઈ મહારાજાનુ પ્રત્યક્ષ થવું. મારાઓને કેદ ચંદ્રને આશ્વાસન ન્યાય આપવા વચન આપી પોતાનો નિમકહલાલ બનાવવો. તારાગઢની જાગીર પછી આપવા સુમનને તેડવા માણસ મોકલવા પેરવા. મહારાજાનું જવું. ચંદના મીત્ર પરીહાસે કાંળસીંહ પાસેથી છુટી આવી મળવું.

પ્ર. ૬ ઠો–કેદખાનું. તારા ચંદ્રના વિરહમાં વ્યાકુળ, કાળસીંહનું આગમન. તારાને સમજાવી પોતાની વૃત્તિને અનુકુળ થવા કહેવું. તારાની અડગ ટેક. કાળસીંહનો બળાત્કાર. તારાના બાપ સુમનનું અચાનક આવી પહોચવું, તારાનો બચાવ. "હરામીના હિંમતને હડસેલો.

પ્ર ૭ મો–રસ્તામાં વીણા સારંગીની દાસી કીકલી તથા નોકર કીકલાનો અરસ પરસ પરસ પ્યારમાં આનંદ તેવામાં ત્યાં બે વૃદ્ધ શેઠીઆઓ આવે છે. વીણા સારંગીને મેળવી આપવા માટેતે બંને નોકરને લાંચ આપે છે. કીકલી પોતાની હુંશીયારી જણાવે છે.

પ્ર. ૮ મો–વીણા પોતાને ઘેર કીકલીતા ડ્રેસને ધીઃકારે છે અને પોતાના જેવો ડ્રેસ કરવા કહે છે. કીકલી પોતાનો ડ્રેસ વખાણે છે અને વીણાને સમજાવી એક વખતને માટે પોતાની સાડી પહેરાવે છે બાદ પોતે વીણાના જેવો ડ્રેસ પહેરવા અંદર જાય છે. તેવામાં કીકલો આવી ચડે છે. પોતાને આવા કઢંગા દેશી ડ્રેસમાં કીકલો જોઈ જશે તો હાંસી થશે એવા વિચારથી વીણા, સાડીના છેડા વડે પોતાનું મ્હોડું ઢાંકી દે છે કીકલો તેને કીકલી જાણી તે મોઢું ઢાંકી ઉભી છે માટે રીસાયેલી સમજે છે અને તેથી તેને મનાવવા પ્રયત્ન કરે છે. વીણા ગુસ્સે થઈ. તેને થપડ મારી નાશી જાય છે. કીકલો પડી જાય છે. કીકલી તેને ઉઠેતરવાના પ્રયત્નમાં સફળ થઇ છે તથા તેના ઉપર પોતાનો રૂવાબ જણાવે છે. કીકલો આશ્ચર્ય ચકીત ટેબલો.

પ્ર. ૯ મો-બાતમી મળવાથી પરીહાસ, કાવત્રાં જોવાને મહારાજા અચળસીંહની દાસી કૃષ્ણાના ઘરમાં ગુપ્ત રીતે પેસી જાય છે. કુમાર સામત અને કૃષ્ણાનો પ્રપંચ કાળસીંહનું આવવું.

ઉસ્કેરણી છેવટ મહારાજાને ભોજનના વખતે રાત્રે દુધમાં ઝેર મેળવી આપવા નક્કી કરે છે રાણી થવાની ઇચ્છાવાળી કૃષ્ના આનંદ માને છે. "પાપીઓની પાપ વાસના."

પ્ર. ૧૦ મો-અચળસિંહનો રાજમહેલ. પરીહાસ મહારાજા તથા ચંદ્રસિહને મળેલ પ્રપંચની બાતમી આપે છે. સર્વે સાવધાન રહે છે. રાત્રીનું ભોજન કૃષ્નાને હાથે થાય છે, પરિહાસ ચાલાકીથી ઝેર મેળવેલું દુધ કૃષ્નાને પાઇ મરણશરણ કરે છે, નીયમીત વખતે કૃષ્ના ન આવવાથી સામંત તથા કાળસીંહ બંને રાજાને ઠાર કરવા દાખલ થાય છે. પાપનો ઘડો ફુટી જવાથી તેઓ કૃષ્ણાને મરેલી જોઈ રાજાનું ખુન કરવા જાય છે, ચંદ્રપરીહાસ સામે થાય છે.

## ટેબ્લો.

## અંક બીજો.



પ્ર. ૧ લો-જેલમાં પોતાને બચાવનાર પોતાના પીતાને નહીં ઓળખવાથી કાળસીંહના ભયથા નાશી છુટેલ તારા સમય ઉપર આવી પડતી અવસ્થા માટે અફસોસ કરતી જંગલમાં નીકળે છે. દાસીનુ આશ્વાસન તારાનુ ધૈર્ય.

પ્ર. ૨ જો-ધનદાસ પોતની મોટે ચડાવેલી પુત્રીઓ કોઇ પણ ઉમેદવારને પસંદ કરતી નથી તેથી બળાપો કરે છે. યુવાવસ્થામાં આવેલી ચ્હેંકી ગઈ છે તે માટે અફસોસ કરે છે. બોલાવેલ પરિહાસ આવે છે. વીણા પોતાને પસંદ ન કરે તો પણ તેણીને

પોતાને કબજે કરવા અને સારંગીને માટે પણ કોઇ ઉમેદવાર શોધી આપવા વચન આપી જાય છે. બાદ ફીકલી તથા ફીકલો, ઉમેદવાર બે વૃદ્ધ શેઠીઆઓને દાખલ કરે છે. બે છોકટા પારસી ઉમેદવાર થઇ આવેલા હોવાથી ફીકલો ફીકલી બંને શેઠને ટેબલ નીચે સંતાડે છે. વીણાસારંગી પારસીઓ સાથે આનંદની વાતો કરતી નીકળે છે. ડેન્સ કરે છે દારૂની ઘુમમાં પારસીઓ નાચ્યાજ કરે છે વીણાસારંગી અંદર જાય છે. સંતાયેલ શેઠીયા કંટાળી નાસી છુટવા યત્ન કરે છે અને ટેબલ સાથે નાચવા મંડી જાય છે ટેબલને નાચતાં જોઇ પારસીઓ ભુતાવળ સમજી ગભરાય છે. નાસતાં સામીસામી અથડામણ ગભરામણ. વીણાસારંગીનું આવવું. ભેદનું ખુલવું.

ટેબલો.

પ્ર. ૩ જો-નાસી છુટેલો કાળસીંહ નિષ્ફળ થવાથી પશ્ચાતાપ કરતો જંગલમાં નિકળે છે. તેવામાં પોતાની પુત્રી તારાની શોધમાં નીકળેલ સુમનસિંહ આવે છે કાળસીંહ તેને કેદ કરેછે. પાછળ પડેલ ચંદ્ર લશ્કર લઇ આવી ચડે છે. કાળસિંહ સુમનને ઘાયલ કરી નાસી છુટે છે. ટેબ્લો.

પ્ર. ૪ થો-ધનદાસને ઘેર પરિહાસ આપેલ વચન મુજબ વીણાને પોતાની સ્ત્રી તરીકે લઇ જવા આવે છે અને સાથે સારંગીને માટે એમ. એ. ચક્રમ થઇ ગયેલા ઉમેદવારને લાવે છે. પરીહાસ વીણાને અનેચ્છા છતાં પરાણે પકડી લઇ જાય છે. બાદ સારંગી ચક્રમને પોતાના રૂવાબમાં દબાવી કાન પકડી તેને ઘેર લઇ જાય છે.

પ્ર. ૫ મો-નાસી છુટેલ સામંત જંગલમાં નીકળે છે. તારાને આવતી જોઇ તેની પાસે પ્યારની માગણી કરે છે તારા તેને ધીઃકારે છે. તારાના તાણેલા તમંચાથી ભય પામે છે ત્યાં ઓચીંતો ચંદ્ર લશ્કર સાથે આવે છે. સામતનું નાસી છુટવું. " તારા ચદ્રનો મિલાપ. "

પ્ર. ૬ ઠો--પરીહાસ, સ્વતંત્રતાના પોઝીશનમાં અવળે રસ્તે અથડાયેલી વીણાને પોતાને ઘેર પકડી લાવે છે યુક્તી પ્રયુક્તીથી પોતાના હાવ તેણીના ઉપર ચલાવે છે. સમજાવી રાખેલો દાસી તેને અનુસરી બોધવચન કહે છે. પરીહાસની શામ દામ દંડ અને ભેદ ભરી યુક્તીથી દરેક તરફથી સંકડાયેલી વીણાની સચોટ આંખો ઉઘડે છે. અને પરીહાસને પોતાના પ્રાણપતી માની તેને વશ થાય છે " અંધારામાં અજવાળું. "

પ્ર. ૭ મો--સામત અને કાળસિંહ લુંટારાનું લશ્કર તૈયાર કરી રાજ મેળવવા લડાઇની તૈયારી કરે છે અચાનક સુમન અને ચંદ્ર નીકળે છે તેમના ઉપર ઓચિંતો છાપો મારી બંનેને કેદ કરે છે. ગર્દન મારવા જતાં તારા દાસી સાથે આવતાં ગોળી બ્હાર કરી પકડવાને ઠાર કરે છે ચંદ્ર અને સુમન છૂટા થાય છે. યુદ્ધ. એક બાજુથી સરદાર કંચનસીંહ ચંદ્રનું લશ્કર લઇ આવી ઓચીંતા કાળસિંહ તથા સામંતને કેદ કરે છે.

# ટેબલો.

# અંક ત્રીજો

---

પ્ર. ૧ લો-કેદ કરેલા સામંત અને કાળસીંહનો ન્યાય સામંતનૂ હાથે કાળસિંહનું ખુન. સામંતને પોતાનાં અપકૃત્યથી થયેલ પશ્ચાતાપ મુર્છા.

પ્ર. ૨ જો-સુધારાના અંધારામાં અથડાતી રૂવાબદાર સ્વતંત્રતાની સરદાર સારંગીનો પોતાના ધણી ચક્રમ ઉપર રોફ.

પ્ર. ૩ જો-રાજા અચળસિંહ, પશ્ચાતાપથી શુદ્ધ થયેલા પોતાના પુત્ર સામતને પુનઃ યુવરાજ પદ્દનો પટ્ટાભિષેક કરે છે.

પ્ર. ૪ થો-સારંગીની શેખી. વીણાનું આવવું અને સારંગી પ્રત્યે બોધવચન. પોતાની બ્હેનને આવી ધર્મવતી જોઇ સારંગીને પોતાની ભુલ માલમ પડે છે અને પસ્તાય છે. ચક્રમનો આનંદ. પરીહાસનું તથા કીકલા કીકલાનું આવવું તેમનો પરીહાસના હાથે હસ્તમીલાપ.

પ્ર. ૫ મો-તારા અને સખીઓનો શૃંગાર વિનોદ. ચંદ્રનું આવવું. પવિત્ર દંપતિનો પવિત્ર પ્યાર પવિત્ર શૃંગાર.

પ્ર. ૬ ઠો-લગ્નમંડગમાં તારા ચંદ્રનો હસ્તમિલાપ વફાદારોની યોગ્ય કદર. સંસારમાં સત્ય રસ્તાનું અવલંબન કરનારને શ્રેષ્ટ પદ્દી મળતાં સર્વને આનંદ અંતે "સત્યમેવ જયતિ."



# પાત્રોનાં નામ

## પુરૂષ પાત્રો.

અચળસિંહ—મધુપુરનો મહારાજા.

સામતસિંહ—તેનો યુવરાજ.

સુમનસિંહ—તારાગઢનો દેશનિકાલ થયેલો જાગીરદાર તારા
સુંદરીનો પિતા.

કાળસિંહ—તારાગઢનો નવો જાગીરદાર.

ચંદ્રસિંહ—તેનો ભાણેજ તારાસુંદરીનો પતિ.

પરિહાસ—ચંદ્રનો વફાદાર દોસ્ત

ધનદાસ—અર્ધદગ્ધ સુધરેલો વાણીઓ વીણાસારંગીનો બાપ.

ચક્રમ—એક એમ. એ. થઈ ચક્રમ થયેલો યુવક.

મફતલાલ }
ફકીરદાસ } વીણા સારંગીના વૃદ્ધ ઉમેદવારો.

કીકલો—ધનદાસનો નોકર.

સિવાય મધુકર, મનોહર, પારસી છાકટા યુવકો, લશ્કરીઓ દરબારીઓ પ્રધાન, સેનાપતી વિગેરે વિગેરે.

# આ પાત્રો.



તારાસુંદરી—સુમનસિંહની કુંવરી ચંદ્રસિંહની સ્ત્રી.

વીણા, સારંગી—ધનદાસની નોન મેટ્રીક સ્વતંત્રતા ઇચ્છતી શોખીન છોકરીઓ.

કૃષ્ણા—મહારાજા અચળસિંહની નિમકહરામ દાસી.

વિમળા—કાળસિંહની સ્ત્રી.

માલતી—પરિહાસની દાસી.

નિર્મળા—તારાસુંદરીની દાસી.

કીકડી—વીણાસારંગીની ચાકરડી

સિવાય સખીઓ, કંચનીઓ, દાસીઓ, વિગેરે વિગેરે.



શ્રીગણેશાય નમઃ

# પ્રેમની પુતળી

## નાટકનાં ગાયનો.

---

### અંક પહેલો.

બાળાઓ— મંગળાચરણ.

જય જય શંભુ શિવદ જય
મંગલ કર તું મંગલમય. જય.
વિશ્વપતી જય ત્રિગુણમય તુંહી,
વિશ્વ મહીં કર વિજય વિજય,
સુખદ વરદ હે પરમ પદ દે,
પ્રણમીએ અમે જોડી કર દ્વય;
નવિન કૃતિ કર સરસ રસમય. જય.

વીણા, સારંગી— ૧

ફેશનેબલ આહા! ઑનરેબલ આહા!
બેસ્ટ પોઝીશન,

જૉલી જૉલી જોલી જૉલી,

જોબનની,

**ધનદાસ**—હાહાહાહા,

**વીણા, સારંગી**— } ખીલી કળી, ખુબી ખરી, રંગ વાહ વ્હા !

**વીણા, સારંગી**— ૨

અમે આંખને ઇસારે બધી દુનિયા ડોલાવી
નવાં નાજુક નખરાંથી બધી દુનિયા નચાવી,
મોહક મુખની વાણીથી મારી તીરને તાંણી,
પુરૂષો સૌ પાણી પાણી,
માગી ગાડી તો આવે મોટર બોલે ભોંભોંભોં. અમે
ફાઈન ફુલ ડ્રેસ માંહી ઇવનિંગ વૉકમાં
ચટક મટક ચાલી બોલી ઈંગ્લીશ ટૉકમાં
કીકી આ કાળી એ કામણગારીથી બાણુ મારી
વીંધી પુરૂષ પાડી. અમે.

**તારા, સખીઓ**— ૩

સાહેલી પ્યારી ઝુલે આ વસંત જોબનના ઝુલે,
સંગમાં જો ઝુલે રૂતુરાજરે. સાહેલી
અંગે અંગ રંગ ભરી અલબેલી બની
પરિમળ પ્રેમ ભરેલી જો છબીલી છેલી બની. સાહેલી.

❁ ❁ ❁ ❁

એની આંખ તણી કીકીમાં કાંઇ મદન કરે થનકાર

❁ ❁ ❁ ❁

એના ગૌર ગુલાબી ગાલે જો ચુંબન કરી કરે ચાળા

❁ ❁ ❁ ❁

એના અંગના અનુપમ આંચ્યચો મરદન કરી સુઝવે બાળ

કીકલો— ૪

છેલ છટાકડીને ફુલ ફટાકડી, ગોરી ગોરી (૨)
કાળજામાં કાળી રાખે કાતી દોડ હાથની
ઉપર ધોળી ધોળી.
ચંદરમાંના તેજ જેવી ધોળી ધોળી ધોળી
ચાલે છે રમઝમ બુટ બોલે ચમચમ. છેલ.
સારી સારી પ્હેરે છે સાડીયું
છતી આંખે બેશરમી બાડીયું
પારકા મનીખની બગલમાં હાથ ઘાલી
વાતે વાતે દે તાલી ગધેડી લાડીયું. છેલ.

અચળ ૫

અરે કોણુ કોનું ? શું કહું આ જગમાં
સહુએ સગાંને સંબંધી સ્વારથનાં
દીકરા પેટ તણા પણ સ્વારથનાં
મારૂં કહું મારૂં નહીં કોઇ
સ્વારથની બેડી જડી હાથ પગમાં. અરે.

ચંદ્ર— ૬

નહીં નહીં સુખ શાંત્વના પ્યારી
શશિવદની વિણુ હૃદયે નહી.
ચંદ્રકળા ડુબી અસ્તાર્ણવમાં
આશ ગઈ સઘળી અંતરની હાય ગઈ. શશી.
ધુની અલખની ગજવી ભુતલમાં
મન પંખી ઉડી જા નભ તલમાં રહે જઇ. શશી.

ચંદ્ર પરિહાસ— ૭

આજ કાલ દુનિયાનું ચક્કર અવળું સવળું ચાલે
સત્ય શીર દઇ લાત જુઠ મુછ હાથ મુકીને મ્હાલે. આજ.
વેશ્યા પટરાણી પદ પામે
સતી કરજોડી બેસે સામે
દાતાને બહુ દુઃખ ભમાવે ભુખ ઘાણીમાં ઘાલે. આજ.
પાપી જન બહુ પાટ પુજાયે
સતીયાનો કયાં ભાવ પુછાયે
ધર્મીને ઘર ધાડ ધરમની વાડ અધરમી બાળે. આજ.

તારા— ૮

મુકી ચાલ્યો હંસ મારોરે ઝુરે કાય
કો જાય કો જાય. લાવે મનાવી
કોઈ આપો પ્રાણુ મારોરે ઝુરે કાય. મુકી.

ચંદ્ર ડુબ્યો વાદળ મહીં, હું ડુબી જળ માંય;
અંતર અંતર અંતરે, (પણ) અંતર અંતર મ્હાંય.
કોઇ આપો.

અંધકાર આકાશમાં, અંધકાર સંસાર;
હૃદય તણા અંધકારમાં (એક), બળે વિરહનીજવાળ.
કોઈ આપો..

કીકલી--                ૯

જરા કાળી છું પણ કામણુમારી નાર.
કીકો મારો ગાંડો. (૨)
મેં તો ભુરકી ભભરાવી ભારોભાર, કીકો મારો ગાંડો. (૨)
મુવો કહેછે મારૂં ઘર માંડો,
મને પજવે પાડોશીની રાંડો;
મારી ઠેકડી કરે છે ઠારોઠાર, કીકો મારો ગાંડો
બળ્યો વાંઢી વાંઢાનો અવતાર, કીકો મારો ગાંડો.

કીકલી, કીકલો--              ૧૦

હું નાનકડી નખજેવડી,
પણ ભલભલાને ભુલાવું,
હું થનગન થનગન નાચ નચાવું.        હું નાનકડી૦

તું પક્કી તાલીમ પામેલી,
આ તેં કેળવણી આપેલી;
તું પ્હોંચેલી, તું સુધરેલી,
નિશાન સજ્જડ આંટી દઉં, હું તડાક બીલ્લું ઉડાવું. છું૦
પ્હોંચેલાને પણ પલમાં પાણી તું પાનારી,
આ ત્રણ ભુવનમાં નથી જોડ તારી—તારી;
કોઇને સમજાવું કંઇનું કંઈ, (૨)
લઉં હાથ મારી રૂપીઆ હું ખનનન ખનનન ખખડાવું. છું૦

કીકુલો—                ૧૧

બોલ બોલ મારી મેના પોપટડી બોલ તને શું થયું"
બોલ બોલ મારી કાળી કોયલડી બોલ તને શું થયું૦

તું શીદને મરડાય મારી બાપુડી,
તારી રાખું હું બાધાને આખડી;
માનું માતાને માનતા ચડાવું એક દીવો ને નાળીયેર
ચુંદડી—બોલ૦

તારાં દાડી દાડી લઉં હું દુખણાં,
ખાજા ખુરમાં ખવરાવું ખાસાં સુખડાં,
તારા ઉપરથી ઓળી ઘોળી જાઉં મરી જાઉં બતાવ મીઠાં
સુખડાં—બોલ૦

જોબા— ૧૨

મારી ઝુલે ખીલેલી જોબનની કળીઓ,
વ્હાલા વિના એ કુમળાઇ જાય;
એ સંભાળી સંતાડી રાખું છાની તો,
સુગંધી એની સંતાઈ જાય-મારી૦
એની પાંખડીઓ પ્રેમરાગ વાળી,
એની રંગત જામી ન્યારી;
ભોગી ભમરા વિનાની રંગભીનીની,
કોમળતા કાચી કરમાઇ જાય-મારી૦

જુના સામત— ૧૩

રઢીઆળા રસીલા રાજા આ જીવ કુરબાન કરૂં,
વ્હારે વ્હા વ્હા તું સાચી સાચી મારી જીવજાન કરૂં,
વ્હાલા મેં તો તમારો સ્નેહ સાંધ્યો,
તેં તો કાચે સુતર મને બાંધ્યો;
છબીલી અળગી ન કરૂં,
મારા સમ, તારા સમ-રઢીઆળી૦

અચળ— ૧૪

આગ લાગી હારૂમાં તે આગ કયાં બુઝાવવી,
પાણી સાગર પુર ઉછળે રેલ કયાં અટકાવી—આગ.
માથું વઢાતાં નાકના હીસાબનો વિચાર શો,
પણ નાકની જો ટોચ તુટી કયાં પછી ચોંટાડવી—આગ.
તલવારના લાગે જખમ તે સાંધતાં સંધાય છે,
વાગે હ્રદય ઉંડા જખમની સાંધ કયાં સંધાવી—આગ.



# અંક બીજો.

---

તારા, દાસી— ૧૫

સમય સમયનું કામ, સમયે સમય કરે છે
એક સમય અર્જુન ધનુષ ધરી, બાણુવળી કહેવાણો
એક સમય વળી તેજ અર્જુન, જંગલમાં લુંટાણો—એ સમય
એક સમય હાથીને હોદ્દે, એક સમય પગવાળા
પળપળ પલટે સમય, સમયના ચંચળ એવા ચાળાએ સમય.

પરિહાસ— ૧૬

એકસેલન્ટલી પકડું જકડું
ઈમીજ્યટલી પરણીને પ્યાર મ્હાત કરૂં
ઓ જોય હૅપી જોય
હાયર જોય
ડીયર જોય
અહાહાહાહાહા. એકસે.
નમણી રમણી છે સુધરેલી
સુધારૂં ઉતારૂં પરતંત્રતાના શોખમાં
કળથી બળથી છળથી વળથી
હાહાહાહા ગુડ બાય. એકસે.

સારંગી, ચક્રમ— ૧૭

એ નાથ હાથમાં રમાડું તો સાચું સારંગી નામ મારૂં
એ સાચું સારંગી નામ મારૂં–એ નાથ.
બાજીગર બંદરને દોરે નચાવે નચાવું
એ ફેશનની ખુબી દેખાડું.
આવ્યા છો હાથ હવે મારે સાહેબજી
જાશો કયાં હવે નાસી નાસી
જેન્ટલમેન આતો ગળે છે ફાંસી
વેલકમ સાહેબજી કેમ છો સાહેબજી
નોન્સેન્સ બાઈ યુ–એ સાચું.

તારા— ૧૮

ભુંડા જન ભુંડું કરે, કોણ ભલું ભલાનું ભાળે
સ્વારથ માટે ભલા ભલા તે, ભાઈ ભાઈને મારે
કરણી કેવી પાર ઉતરણી, સહુ સમજે સંસારે
પણ અંતરની પાપ વાસના, ચળે નહીં કો કાળે
દીકરા દીકરી માત પિતા, વળી સ્રીને સંહારે
ઉઘડે આંખો એની જયારે, જમડા ઝટકો મારે

પરીહાસ, વીણા—　　　　　૧૯

ડીયર ડાલી મોહની મારી મનોહારી
પ્રીતમ મારી બુડતા ખ્હાંય ઝાલી તારી
સુધારી લીધું મન આ
વારૂં હું. તમને નન આ
હૃદય સુધારી ધારે શિયળ સુનીતિ
સ્વામીશું સ્નેહ ધારે સતીની રીતી
પ્રિતમ જીવન ધન આ—મોહની.



## અંક ત્રીજો.



સામત— ૨૦

જગ વેરાન ઉજડ આજ ભાસે
ઘડી ઘડી મારૂં અંતર હાય ત્રાસેરે—જગ.
સ્નેહ તણી વાડી વણુસાડી
અમૃત પ્યાલીમાં આગ ઉરાડી
પાપનો પત્થર સાગર શું તરી જાશેરે—જગ.

અક્રમ— ૨૦

જીતી છે કોણે નારી?
દુનિયામાં ડીયર કહોને, જીતી છે કોણે નારી?
એ પગલે પગલે ન્યારી,
એ ડગલે ડગલે ન્યારી—દુનિયામાં.
જમી ઉઠે એ બાનુ સાહેબ, હું ઉપાડું થાળી
બાઈ બિરાજે ઈઝીચેર, કરૂં પંખો હાથે ઝાલી—દુનિયામાં.
જોરે નાખું વા બહુ લાગે, ધીમે પવન ન આવે
ઉનું ટાઢું ગમે ન એકે, ઘડી ઘડી ધમકાવે—દુનિયામાં

દરબારી— ૨૨

જય જય નરવર તમ અચળ અમલ જગ પર છાઓ છાઓ
ઉજવળ યશ ભુમંડલ પર જલહલ,
દીનમણી સમ છાઓ જય.

શાંતી શાંતી સુખ મહીં બિરાજો
કીર્તિ ગર્જના દિગંત ગાજો
નૃપ મંડલ મુકુટમણીની પ્રભા
તમ ચરણ યુગલ સુહાવો—જય.

કંચનીઓ— ૨૩

અમર રહો, અમર રહો
રાજ તેજે તપો તાજ અમ પર—અમર રહો.
વારે વારે વારી તન મન ધન બલિહારી
સુરતી મનોહારી, કીર્તિ કળા ન્યારી
કુશળ રહો, કુશળ રહો—રાજ.
ત્રિભુવનમાં જય જય વરતાઓ
હળી મળી આવો વધાઓ સાહેલી સહુ,
નરપતીના ગુણ ગાઓ સાહેલી સહુ—અમર રહો.

પરી, ચ, વી, સા, કી, કી--૨૪

સતીઓ ખરી, સાચી સતીઓ ખરી
પતીને પુજે તે સાચી સતીઓ ખરી—સતીઓ
રૂપે રતી રંભા રંગે ઉપરથી ઉજળી
અંતરમાં કાળી એતો સાચી શંખણી—પતીને
કાળી કદરૂપી પણ તે સદગુણથી સુંદરી
અંતરમાં ઉજળી તે જગદીશ્વરી—પતીને
ધન ધન સતીઓ આધારે સંસાર ચાલે
સતીઓના નામે દુનિઆ જાય છે તરી—પતીને

ફીકલો, ફીકલો-- ૨૫

પ્રાણ પ્યારી તું મારી ચાલી ન જા-પ્રાણ પ્યારી.
હાય હારી હવે તો દોને રજા-હાય હારી
આવ્યો છે હાથ હવે તારો આ હાથમાં
બાઝો ના બાઝો ના ઝાલો નહિ બાથમાં
બાપુડી બચ્ચી થઈ જા
હારી હાય-હારી હવે તો.

તારા ૨૬

પિયુ આવોરે મને મારે કામ બાણ
મારા વિંધાયે છે પ્રાણ-પિયુ.
બોલતાં ચાલતાં હાલતાં મારો, કોમળ જીવ ગભરાય,
અંગે અંગે મને કામનાં બંધન, કાળજું થર થર થાય
મારૂં કાળજું થર થર થાય-પિયુ.

સખીએ -કારા— ૨૭

તું ધીરી ધીરી ધીરી ધીરો જજે જાળવી જોઇ,
જાળવી જોઈ, જાળવી જોઈ-તું
પ્રેમની શાળામાં પામી તું શિક્ષા
લેશે પરિક્ષક પ્રેમ પરિક્ષા
બોલ અલી સખી કેમ કરીશ તું ?

જરા લાજો જરા લાજો.
કોમળ અંગ કળી કચરાશે
નવી નવી ચોળીની ચટક ચોળાશે
સંભાળજે જરા સંભાળજે
તું સમજી કે ? સમજ્યાં હુવે-તું.

ચંદ્ર— ૨૮

અંબર પટ આ જલદ શશી, સમ મુખપર છાય
વસંત વર્ષા રૂપ ધરે, એ તે શું કહેવાય

   

નથી મયુરો બોલતા, (પણ) હંસ કરે ઉચ્ચાર
કમળો સહુ ખીલી રહ્યાં, કયાં છે વર્ષાકાળ

ચંદ્ર, તારા— ૨૯

શાને તરસાવ બાળા, મીઠા બોલ બોલ બાળા
જો જો જો જો ખોલી ઘુંઘટ બાળા-શાને.
નમણાં આ નેણું નિચાં ઢાળી શું અબોલ ઉભી
શીદ શરમાય બાળા
છાની છાની છાની છાની વ્હાલા
સખીઓ જુએ છે વ્હાલા
અરે કોઈ કયાં છે બાળા
હ્યો હ્યો હ્યો હ્યો છોડો છબીલા લાલા-શાને.

સખીઓ— ૩૦

લટકાળી લાડકડી લટકેથી ચંચળ ચાલે ચાલ
સોળે સજી શણગાર સલુણી ચમકે ચતુરા નાર—લટકાળી
ઠુમ ઠુમ પગલે, ઠુમ ઠુમ ડગલે
વરણાગી વરરાજાને કંઠે આરોપવા
ચાલી ઝાલી વરમાળ—લટકાળી.

સર્વે— ૩૧

જય જય જય હે વિભુ જગત્રાતા સુખદાતા બળભ્રાતા,
પ્રભુ તવ પદને મુનિજન ન્હાતા ગુણ ગાતા હે ધાતા;
જગ જન મન તું કર સુખ શાતા પિતુ માતા વાહવાહ હુરરે,
જુગ જુગ જુગમાં તું ન્યારો સ્થળ સ્થળ સ્થળમાં વસનારો.
વિભુ એક હરીહર આ જગનાથ ખરે છો સિદ્ધીદા,
હિતકારી બહુ ભારી જગનાથ ખરે છો સિદ્ધીદા;
મળી સહુ આ ગુણો ગણતા મુખે ભણતા,
વાહ હુ ર રે રે રે

સમાપ્ત.

# અમારૂં નવું સાહસ.



આ શહેરમાં છાપખાનાઓની સંખ્યા દીનપર દીન કે ને ભુસ્કે વધતી જાય છે છતાં ઘરાકોને મન પસંદ કામ નહી મલવાની ફર્યાદ ઉપરાંત ભાવો બેહદ વધતા લે છે એવી ફર્યાદ ઉઠતીજ રહી તે સઘળાને બનતી કોશેશે સંતોષ આપવા. હમોએ અમારા પ્રેસની એક શાખા

## ક્લોક ટાવર આગળ આવેલા કરવા રોડ ના નાકા ઊપર ખોલી છે.

જ્યાં હમારી હેડ ઓફીસમાં ઘડાયલા અને અનુભવી કારીગરોને રોકવામાં આવ્યા છે કે જેઓ છાપખાનાનું તથા બાઈન્ડીંગનું નાનું અથવા મોટું કામ કીફાયત ભાવે વાયદાસર મન પસંદ રીતે કરી આપી ઘરાકોને સંતોષ આપવા માટે જાણીતા છે.

એક વખત મુલાકાત લેવાની ભલામણ કરવામાં આવે છે.

હેડ ઓફીસ.
ખપાટીયાં ચકલા સુરત.

માલેક.
શા. ખુબચંદ અમીચંદ ઝવેરી.
ધી સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસ.

# અખૂટ કૌવત આપનારી

# આતંકનિગ્રહ ગોળીઓ.

## તદ્દન વનસ્પતિની

આ ગોળીઓ સ્ત્રી પુરૂષો એ બન્નેને એક સરખી ઉપયોગી, અતિ પૌષ્ટિક, પુરૂષત્વ આપનાર, લોહીની શુદ્ધિ કરનાર, ધાતુ દોષોને મટાડનાર અને નિર્બળ માણસને બળવાન કરનાર ઘણીજ ઉત્તમ દવા છે. કીંમત ગોળી ૩૨ બત્રીસની ડબી ૧ નો રૂપીયો એક.

## વૈદ્ય શાસ્ત્રિ મણિશંકર ગોવિંદજી.

### આતંકનિગ્રહ ઔષધાલય.

હેડ ઓફીસ............જામનગર.........કાઠીયાવાડ.

બ્રેંચ નંબર ૧........મુંબઇ...........કાલબાદેવી રોડ.

બ્રેંચ નંબર ૨.........કલકત્તા...........હેરિસન રોડ.

બ્રેંચ નંબર ૩........પુના..............બુધવાર પેંઠ

---

# જાહેર ખબર.

## નીચે લખેલા ઓપેરા કંપનીમાંથી રોકડી કીંમતે મળશે.

| | | | |
|---|---|---|---|
| જગતસિંહ | નાટકના | ઓપેરા. | ૦-૨-[illegible] |
| શૈલબાળા | નાટકના | ઓપેરા. | ૦-[illegible] |
| વિદ્યાપ્રતાપ | ,, | ,, | ,, |
| પ્રેમ ચંદ્રિકા | ,, | ,, | ,, |
| ઈન્દુમતી | ,, | ,, | ,, |
| ચંદ્ર-કાન્તા | ,, | ,, | ,, |
| સતી સુંદરબા | ,, | ,, | ,, |
| રમણસુંદરી | ,, | ,, | ,, |
| સંસારી સાવિત્રી | ,, | ,, | ,, |
| સીતા સ્વયંવર | ,, | ,, | ,, |
| સત્યવાદી હરિશ્ચંદ્ર | ,, | ,, | ,, |
| કામાંધન કાવત્રાં | ,, | ,, | ,, |
| દારા-ઔરંગજેબ | ,, | ,, | ,, |
| નરસિંહ મહેતો | ,, | ,, | ,, |
| મીરાંબાઈ | ,, | ,, | ,, |
| ગોપીચંદ | ,, | ,, | ,, |
| ધ્રુવકુમાર | ,, | ,, | ,, |
| ભક્તરાજ પીપાજી | ,, | ,, | ,, |
| સૂર-શ્યામ | ,, | ,, | ,, |
| રાધા પ્રેમભક્તિ | ,, | ,, | ,, |
| પાપનો પશ્ચાતાપ | ,, | ,, | ,, |

નરસિંહ મહેતો, મીરાબાઇ, ગોપીચંદ, ભક્તરાજ પીપાજી, ધ્રુવકુમાર, સૂરશ્યામ તથા રાધા પ્રેમભક્તિ નાટકની ભ' સહિત મોટી બુકો આઠ આનાની કીંમતે કંપનીમાંથી કો. વખતે મળી શકશે. ગ્રન્થ ૬